# મોક્ષમાળા યાને ઉભાં

# ભજન-સંગ્રહ

## ભાગ ૪ થો.

(૦)

સંશોધન કરનાર જયરામ મીઠાભાઈ માસ્તર

મુ. હીવા તા. અંકલેશ્વર.

---

દેશાઈ બ્રધર્સની ક્રા૦ માટે છપાવી પ્રસિદ્ધ કરનાર

**મગનલાલ છગનલાલ દેશાઈ**

દેશાઈ બજાર—ભરૂચ.

---

પ્રત ૨૦૦૦ બીજી આવૃત્તિ

સને ૧૯૨૩ સંવત ૧૯૭૯

કિંમત રૂ. ૦-૨-૦ છુટક

સુરત લીમડાચોકમાં આવેલા ધી "સુંદર" પ્રીન્ટીંગ
પ્રેસમાં શા. વીઠુલદાસ કીકાભાઈએ છાપ્યું.

પરમાત્મનનમઃ



# મોક્ષમાળા યાને ઉભાં ભજન

## ભાગ ૪

સંસોધન કરનાર

માસ્તર જયરામ મીઠાભાઈ

દીવા. તા. અંકલેશ્વર

પ્રસિદ્ધ કરનાર બુકસેલર દેશાઇ બ્રધર્સની કુંપની તરફથી

મગનલાલ છગનલાલ દેશાઇ

ભરૂચ દરવાજાપર દેસાઈ બીલ્ડીંગ પાસે

પ્રત ૨૦૦૦ પેલી આવૃતિ.

સને ૧૯૨૨ સંવત ૧૯૭૮

કિંમત રૂા. ૦-૨-૦ છુટક.

# પ્રસ્તાવના.

ૐ તત્સત પરમાત્માનમઃ

વંદેમાતરમ-હે પ્રભુ તને વારંવાર નમસ્કાર કરી આ લઘુ ભજન સંગ્રહ મારી અલ્પ બુદ્ધિથી સંશોધન કરી પ્રેમી ભકતજનોની સેવામાં મુકું છું તેનો તું સ્વિકાર કરાવજે એવી મારી નમ્ર પ્રાર્થના છે. મારા તરફથી ૩ જે ભાગ તૈયાર થયા બાદ આ ચોથા ભાગની ખબર મેં તેજ ભાગમાં પ્રસિદ્ધ કરેલી અને તે પ્રમાણે મેં થોડી મુદતમાં સદરહુ ભાગ તૈયાર કરી પ્રસિદ્ધિમાં મૂકવા માટે છાપવા આપવાની તૈયારીમાં હતો એટલામાં યુરોપી મહાન વિગ્રહ ફાટી નીકળવાથી એકાએક કાગળ છપામણી વીગેરેના ભાવ એકદમ હદથી જયાદા વધી ગયા તે થોડા વખતમાં મટી અસલ કિંમતમાં આવશે એ અનુમાને આજ પર્યંતનો કાળ વિતિ ગયો છતાં મોંઘવારી તેજ ચાલુ રહી. પરંતુ ઘણા મારા અગાઉના પ્રેમી ભકતજનોની વારંવાર ચોથા ભાગની તેમજ ચારે ભાગની સામટી બાંધેલી બુકની માગણી થવાથી આ ચોથો ભાગ તેમજ ચારે ભાગની એક બુક એમ બન્ને જથા છપાવવા પડયા છે.

ચોથો ભાગ તૈયાર થઇ હાથમાં આવેથી તેમાંના ભજન વિગેરેથી માસ સૂજ્ઞજનો માહિતગાર થશે. પરંતુ બહારના અન્ય ભકતોની જાણ માટે તેનું થોડું વિવેચન કરવાની જરૂર હોવાથી જણાવું છું કે સદરહુ ભાગમાં પદો ઉપરાંત બાળલીલા, રાસલીલા, રામઅવતાર, વિગેરેની ગરબીઓ ભક્તિ વિષે છોકરા તથા મા બાપનો સંવાદ રૂપેનાં ઘેલા ભકતના પદ તેમજ હાલના પ્રખ્યાત ભકતોનાં બનાવેલાં પદો યા ભજનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. જેથી ભગવંતના વહાલા ભકતજનો યથાર્થ આ પુસ્તકનો ઉપયોગ કરશે એવી મારી સમજ છે.

સદરહુ બુકો મારી પાસેથી તેમજ ભરૂચના બુકસેલર દેશાઇની કુંપની પાસેથી પણ મળશે અબબ છપાવવા વિગેરેનું તમામ કામ તેમને સોપ્યું છે. ભાગ ૪ થો તૈયાર કરવામાં ભરૂચ તાલુકાનું ગામ મોજે કુકરવાડાની સરકારી ગુજરાતી નિશાળના માજી મહેતાજીએ મદદ કરી છે. માટે તેનો આભાર માનું છું.

૩ જો ભાગ વાંચનમાં આવ્યા બાદ ચોથા ભાગની માગણીઓ થવાથી તે તૈયાર કરવાને મારૂં મન ભકતજનોએ હરીલીધું તેમજ આ ચોથો ભાગ વાંચનમાં આવ્યા બાદ ભકતજનો તરફથી પાંચમા ભાગની માંગણી થશે તો હું

તે તૈયાર કરવા મારૂં તનમન અને ધન સરવે ભકતજનોની સેવામાં અર્પણ કરી તૈયાર કરી આપીશ.

મહરહુ ચોપડીઓમાં ઘણું ઠેકાણે અશુદ્ધ તથા તુટી રહી ગઈ હોય તો તે સુધારી લઈ ભજન ગાવા યા વાંચવા કૃપા કરશો. અને રહેલી ભુલને માટે માફી આપશો.

લી. હું છું આપનો નમ્ર સેવક,
જયરામ મીઠાભાઈ માસ્તર
દીવા તા. અંકલેશ્વર જી. ભરૂચ.



# ઈશ્વર સ્તુતિ.

શરણુ ખરૂં છું તમારૂં, પ્રભુ મારે શરણુ છે ખરૂં તમારૂં (૨)
નમી નમી, નમી હું પ્રણામ કરૂં છું. પ્રભુ મારે—ટેક૦
અવગુણ નાથ મેં અપાર કીધા છે; તેતો દીલથી ના વીસારૂં
નિષ્કૃતિ પાપતણી મારી ક્યમ થાશે,
મારી કૃતિ જે વિચારૂં વિચારૂં-પ્રભુમારે (૨)
પ્રતિ પાલન પ્રભુ ધર્મ તમારો.
નિત્ય કરો સર્વ શારૂં શારૂં-પ્રભુમારે (૩)
ભજન કરી ભગવંત અંતરમાં.
મંગળ ધ્યાન હું ધારૂં ધારૂં-પ્રભુમારે શરણુ છે. (૪)

## ચાબખો.

સમજ સત્કર્મ કરી લે ભાઈ, કાયા આ કાળજશે કરમાઈ
રામગયા રાવણો ગયો ને ગયા કૃષ્ણ ગયા કંશ
બળવીર પણ બળહીણ બન્યા જ્યાં કઠણ કાળનો ડંશ-સમજ.
સ્વાર્થ તણો સંસાર સુઘડું માયામાં રહે મોહી
કાળ ઝપટ ઝપટશે ત્યારે રેહેશે રાંકડા રોઈ-સમજ.
માત તાતને ભાત ભગ્ની કોઈ સાથે નવ જાય
પાપ પુન્ય એ પ્રભુ દરબારે ત્રાંજવામાંહી તોળાએ--સમજ.

ભજન કરી લે ભરપુર મનડું તારૂં સ્થીર થશેરે,
કનક કામીનીનો સંગ તજીને સંસાર જોને ખારો,
વીખીઆની જાતો મૂકી વિરાગ વૃતિ તો ધારો-મનડું.
સત સંગે કુ બુદ્ધિ ટળશે દીન ગરવને કાઢે
વિધી લેખતો મિથ્યા ન જાણો કર્યો કર્મને વાઢે-મનડું.
અભ્યાસ તો હરનીશ રાખો ત્રીવેણી તાર લગાવી
ત્રીકુટી એ સુરતા બાંધો રણુંકાર જગાવી-મનડું.
મેરૂં દંડપર નિશાન રાખો સુરત નુરત તો લો ધારી
ઓહુંગ સોહુંગને ઉલટાવીને જાપ અજાપા ઉચારી-મનડું.
તનમન તારૂં નિવૃતિ પામે વાશના જશે ભાગી
ગુરૂ નારણદેવ શીખે ને સાંભળે જળહળ જોત જો જાગી-મ.

---

ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત
નમીયે નમીયે માત અમારી ગુણવંતી ગુજરાત
મોઘેરા તુજ મણી મંડપમાં આ ઝુકી રહ્યાં હમ શીશ
માત મીઠી તુંજ ચરણ પડીને, માંગીએ શુભ આશિષ
અમારી.
મીઠી મનોહર વાડી આ તાહરી નંદનવન શી અમોલ
રસ કુલડાં વીણતાં વીણતાં, ત્યાં નિત્ય કરીએ કલ્લોલ
અમારી.

શાંત મહંત અનંત વીરોની વહાલી અમારી માત
જયજય કરવા ત્હારી જગમાં અર્પણ કરીએ જાત
અમારી.

ઉંડા અઘોર અરણ્ય વિશે કે, સુંદર ઉપવન માંય
દેશ પરદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય-અમારી
સરસરીતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપુર
પુણ્ય ભૂમી ફળફુલ ઝઝુમી માતરમે અમઉર-અમારી.
હિન્દુ મુસલમીન પારસી સરવે માત અમે તુજ બાળ
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુકાળ-અમારી.
ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધકાર
એકસમે સૌ ગગન ગજાવતા કરીએ જયજયકાર-અમારી.

---

## ભક્તિનો બાપ દીકરાનો સંવાદ

### પદ

### બાપ છોકરાને કહેછે.

માન કહ્યું તુ મારૂં રે છોકરા માનને કહ્યું તું મારૂં
ન્હાનેથીરે તને મોટોરે કીધો છોકરૂં જાણીને વારૂં
ઘરડાં માબાપને ગાંઠતો નથીરે તારૂં મન થયું ન્યારૂંરે
છોકરા.

પારકી છોકરીને ફાંદે કેમ નાંખે ઘર માંડને તું તારૂં
નાની ઉમરમાં ભક્તિરે કેવી નથી કરતો કાંઈ સારૂં
છોકરાં.

ભક્તિ કરવાના આગળ છે દહાડા આજથી શું કરે કાળું
ધોળી દાઢીમાં ધુળજ ઘાલી મુકીદે ભજવું વારૂ-છોકરા.
માળાનાં ઝુમખાં ટીલાંને ટપકાં નામ કાઢયું બહુ સારૂં
ખાંધસમા છોકરા તું સરીશે ન ગયો કુળ લજાવ્યું તે
મારૂં--છોકરાં.

ઘરવાળી તું સાંભળને આવ્યું નાક વઢાવ્યું તારૂંને મારૂં
કહે ઘેલો એતો માયા હમે છે સમજીને કંઈ વિચારૂંરે
છોકરા.

## છોકરો બાપને કહે છે.

સાંભળોને મારા બાપરે વાત મારી સાંભળોને મારા બાપા
તમે ઉછાર્યો તે પાડ હું માનું એવી શીખામણ ન આપો.
તમે કહો છો સંસાર માંડની એવું કયાં વળગાડો છો પાપો
વાત.

ઘરડા થયાં હજુ ગાયા નહિ ગોવિંદ કીધાં કરમ બહુ પાપો
તમે કર્યું એવું મને ન કરાવો તમારી બુદ્ધિ જવાની વાતો
વાત.

એવી શિખામણ ન દેશો ડોશા જપો અંજંપા જાપો
તમેહમે મળી કુળ તાળીએ, થાય લખ ચોરાશી માફ઼ા
વાત.
હું તો હવે ભકિત કેમ મુકું મારી પડી ભકિતની છાપો
નાક ઉલટું વધારીને આપું કાપું જન્મ મરણ સતાપો
વાત.
ટકટક તમે મેલોને ડોસા, હરિ ચરણે ચિત્ત થાપો
કહે ઘેલો પીતા પળમાં બળે છે સંસારના ત્રણ તાપો.
વાત.

## છોકરો માને કહે છે.

પદ

સાંભળોને મારી માડી રે વાત મારી સાંભળોને મારી માડી
માત તમને હું પાએ પડું છું ભકિતમાં શું પડો છો આડી
સાપણ સરખીના ઢંગ જણાય છે, ધન્ય ગોપીજન લાડી--
વાત.
સગાં સંબંધી વેવાઇ પરોણા ઘી પીરશે આડી વાઢી
સંતોને જોઇને તું મોઢું મરડે છે તું પડશે નરકની ખાડી-
વાત.
મારૂં મારૂં કરી તું મરડી ગઇ મનુષ્ય દેહ વણુસાડી
કાંતી કાંતી ચુલા પાછળ દાટયું અંતે જશે કોઇ કાઢી-વાત

ભજ ભગવંતને મુકી લવારો, પાડો જાણુશે કે પાડી
કહે ઘેલો છેક ઘડપણુ આવશે ઉડી જશે તારી વાડી-વાત.

## મા છોકરાને કહે છે.

શું અમને સમજાવે છોકરા શું અમને સમજાવે
મોટી મોટી વાતો કરી ઘર મારૂં લેલાવે
મારા કુળમાં ભકિત નહોતી જાણું તું ભલો ભરમાવેરે—
અમે જો કરતા તારા સરખું માથે ધોળાં કેમ આવે
હરીએ અત્યારે સારી શુદ્ધ આપી સંસાર ચલાવે એ લ્હાવો
છોકરા.

તાંણી તળેલીઆં કરીએ સૌનું પુરૂં સંસારમાં આબરૂં કાજે
ભકિત માંડીને સૌ બરકત નાઠી પાછળથી શું સતાવે-છોકરા
સંસારમાં મહાલીને ઘરડાંને પાળો ભકિત મુકી દો હવે
હરીને ભજતાં હમશીત્ર વારીએ અલ્યા ઘડપણુમાં એ તો ફાવે
છોકરા.

હમે ઘરડાં રામરામ કહીએ તારા સમજમાં ન આવે
ઘેલા ઘરમાં ઘાલી સમજાવો તો માણુસની હારમાં આવે
છોકરા.

## છોકરો બાપને કહે છે.

રામ ભજોને મારા મોટારે હવે તમે રામ ભજોને મારા મોટા
સમજાવી શીખામણુ દો છો એ મનસૂબા છે ખોટા

ભકિતવિના ભવ નહીં તરીએ જમના વાગશે સોટા-રામભજો.
ઉંચા છતાં કુંડા કર્મ કરીને નાતમાં વેહિંચ્યા લોટા
રામ ભજન વિના બધુંએ કાચું ગળે નિકળશે ગોટા-રામ.
સંસારની માયામાં સરવે લૂટાયા, ઉડી ગયા મોટા મોટા
કાળની આગળ કસુએ ન ચાલે જેમ દારૂ કેરા ટોટા-રામ.
નામ નચું રાખવું હોય તો રામ ભજી થાઓ મોટા
કહે દેલો શીખામણ છેલ્લી દેહ પાણીના પરપોટા-રામભજો.

---

ઘડપણની વાત ન જાણી મેં તો ઘડપણની વાટ ન જાણી
જોત જોતામા જોબન વહી ગયું ઘડપણની ફુવાઇ આણી
મારે જોબન વહી ગયું છે. નેતો તરીગઈ છે વાણી-મેં તો
કમાઇ કમાઇને દીકરા પરણાવ્યા ઉંચા કુળની વહુ આણી
હવે જુદા થઇ ઘરબાર માંડી બેઠા પેલી રાંડ તો ન પૂછે પાણી
-મેં તો.
કાન ગયાને મારી આંખે નહિ સૂઝે દેહ થઈ ધુળધાણી.
ભજનની વારતા તને પડી છે. કોઈને આપે નહિ ખાવાઆણી
-મેં તો.
શું કરૂં મેં આગળથી વેચ્યું ગુદા ધોવરાવત પાણી.
રાંડ રંડવો દહીં દુધ ખાય છે મને સૂકો રોટલો જેવો ધાણી
મેં તો.
લાવને છોકરા બે પૈસાની માળા હરી ભજીએ મુખવાણી
દેલાના સ્વામી પાર ઉતારે મરી ગયા તરેલીયાં તાણી મેં તો

ભક્તિ કરોની મારા ભાઇરે છોકરાં ભકિત કરોની મારાભાઈરે
દશ પંદર વરસ પશું પણામાં ખોયાં ને જુવાની આવશે ધાઈ
જુદો રહેવાનું તુ મન કરે છે કામ નાંખશે તુને ખાઇ
નાત જાતને સગાં સંબંધી લાજેમુઆ ધાઇ ધાઇ
સ્વપ્નાનું જુઠું ઝાંઝવાના જેવું અંતે તો ખોટી સગાઈ-છોકરા
સાધુની સંગતને હરી ભજનમાં રામ સમરણ ચીતલઇ
સંસારને નામે મેલતું પૂળો દુખ દરીદ્ર જાય—છોકરા.
જુવાનીમાં જે કરશો તે સાથે ઘડપણમાં લાગશેલાઇ
કહે ઘેલો તનમાં તપાસીએ શું રહ્યા છો મુઝાઇ-છોકરા.
લાગ્યને લાગ્યને લાગ્યનેરે પ્રાણી પ્રભુ ભજનમાં લાગ્યને
તારા વિકારો સવેં તાગ્યનેરે પ્રાણી પ્રભુ ભજનમાં લાગ્યને
કામ ક્રોધ લોભ મદ મચ્છરનેરે તમે મારોને એવા કાગનેરે
પ્રાણી.
પાપીને મારી ફળફુલ ખાવુ રે જેમ ઉજાડયો ભીમે બાગનેરે
પ્રાણી.
જુવાની તારી નક્કી જવાનીરે જારા તું થોડો છાકનેરે
પ્રાણી.
ચોરી છીનાળી કદી ન કરવીરે એનાથી પાછો ભાગ્યનેરે
પ્રાણી.
નારણદેવ સદગુરૂ પાસેથી દાસ તું રામનામ માગ્યનેરે
પ્રાણી.

## બાળ લીલા.

ગોપીઓના ઘરમાં કૃષ્ણ પેસી દુધ દહીં ખાય જાય છે ત્યારે ગોપીઓ કહે છે.

## ગરબી.

કેહેવા દે ને કહાન તારી માને કેહેવા દેને કહાન
વહાણાની લડવાડ વઢો છો, રવી ઉગમતે ભાણ, તારી.
બીવરાવો તે બીજી નારી, ખરૂં લોદું આરસ પહાણ તારી.
વંદ્રા તે વનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાન; તારી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર વળ્યા અમારાં વાન તારી.
( ગોપીઓ જસોદાને કહે છે અને જસોદા ઉત્તર દે છે. )

રાગ અબચલે ન મોહન તેરા—(૧૩)

**ગોપી**—ગોકુળની ગોપી સહુ આવી, કહે જસોદાને રીસલાવી,
**જસોદા**—જસોદા કહે મુકો લવારો, શું કરે તેમાં કાન મારો;
**ગોપી**—તમે ઝાંઝાં લાડ લડાવો, એથી શું ઉપજે લ્હાવો;
તમે જુઠું સહુ ગારો, ઘરમાં પેસેએરે, ઝાંઝાં જાનક કરે,
વઢનારી નિશ્ચેમરે, અમે જઇએ તાલુ ચઢાવી—કહે. ૧.
**જસોદા**—લાડે દુઃખ પડશે મારે, શીદ દુઃખી થવું તમારે;
શીખ આવડી દો છો ભારે, ઘરમાં પેશે એમ, એમનાવે કેમ
કે જુઠાણું છે તેમ, તમે વદતાં કાંઇ વીચારો;
શું કરે તેમાં કહાન મારો (૨)
**ગોપી**—છે દૂધની મટકી ભારી, સીકે મુકીએ સઘળી નારી,
તો ફોડે ગેડીમારી, તે તળે ઉભો રહી, પયપીએ તો સહી;

કાંઇ રાખે ડરજ નહિં, એ કરે અક્કલ દોડાવી–કહે––(૩)
જસોદા–બાળમાં બુધ એવી શાની, કોઇ વાત જાયે કેમ માની;
હજુ ઉમર છે બહુ નાની, તમે કહો છો જે પયપીએ;
કોઇ પીએ તો નવ બીએ, જે હોય ઘરમાં તે લીયે,
છેક જુઠું જરા વિચારો, શુ કરે તેમાં કાન મારો (૪)
ગોપી—સરવે જુઠાં અમે તમે સાચા, સંભાળી બોલો વાચા,
અમપર મારો તમાચા, ઘેર કામ હમારે નહિં,
કે ફરવા આવ્યાં અહીં, તમે નિશ્ચ જાણ્યું સહી.
અમ અરજ કબુલ ન આવી કહે જસોદા (૫)

એ સાંભળી જસોદા કહે છે. (રાગ ગઝલ)

હાં સર્વનાર જુઠી છો, નકામી આળ શીર દો છો;
મે કહાનને પૂછી સઘળીપેર, નકામો વાદ કરી કરોકેર;
તમે સહુ જાઓ ઘેર બેસો, વહી નહિ યશ તમો લેશો; હાં.
નથી મમ ઘેર કાંઇ નવાઇ, તો શું કાન તમારૂં ખાઇ;
સુકવાં જતાં નથી મળતી, વાણી સારમાં નહિ તમ ળતી: હાં.
ગાયો ચારવા તમ ના કીધું, તેથી મરાવવા પણ લીધું,
કહું તમને વારંવાર, તમો પકડીને મારજો માર, હાં.

ચાલો જઇએરે સુખી થઇએ (રાગ)

ચાલો જઇએરે, ચાલો જઇએ પકડીને ખુશી થઇએ (ચાલો)
પકડીએ તો ટેવજ ભૂલે, કરીએ એવું કામ,
ફરી જાએ નહિં એ ઠામ, અગર છોડીને જાયે ગામ,

પકડાય તો કઈશું કામ, ફરી લેશે નહિં કાંઇ નામ એ નામ,
એ ધારે છે મનમાં એવું, સૌથી બળીયો હું ય,
પણ કરવાનો છે શું ય, ઘેર આવજે મારે તું ય,
ઢોળીપાડીશું આપણે શુંય, પછી રડશે આંસુ લુહી એ લુહી.

ગરબી.

કહાન માગ્યો દો જસોદાજી કહાન માગ્યો દો,
આજની રજની રંગભેર રમતાં, પ્રભાતે પાછો લો, જસો.
કલાં, કાંબીને અણુવટ વીછુંવા, હાર હૈયાનો લો. જસો.
હસ્તી, ઘોડાને માલ ખજાના, વહેલ સજુતી લો, જસો.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર ચરણ કમલ ચિત લો. જસો.

## રાસલીલા

### ગરબી—૧૭.

લીધું લટકેરે, મારૂં મન લીધુંરે લટકે.
વંદ્રાવનમાં વેણુ વગાડે વાસ તણે કટકે, મારૂં મન લીધુંરે લટકે (૧)
ગાતાં ભંગ કર્યા ગીરધારી, અમને માર્યાં છે ઝટકે.—મારૂ૦ (૨)
પાઘ પીતામ્બર હરીએ પેહેર્યાં. મોહી હું તો પીળું ડે પટકે–મારૂં૦ (૩)
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત અટકે૦ (૪)

### ૧૮

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોરે,
હું તો તલસુ તમારે કાજ, હસીને બોલાવોરે,
વીલમ ન કરશો વિઠલારે, આવો અમઘેર આજ.
પેરપેરના પકવાન પડાવું, ત્રીકમ તમારે કાજ. મારે૦

મનમાં હતું જે માવજીરે, મુખથી કેમ કહેવાય,
આવી શકો તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય મ૦ ૨૦
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી. પુરો મનના કોડ.

મુજને દગો કરીરે, પેલો કયાં ગયો કાનુડો (૧૪)

પેહેલેથી મુજને હેત દેખાડી, કપટે કરતો વાતો,
મુજ સરખી અલબેલી મુકી, પર મંદીરમાં જાતો, મુજને૦
આકું અવળું ઘણુંએ હેરે, કાંઇ ન ફાવતો લાગ,
તાહરા સમ જો દેખું વાતમાં, ઉતારી લઉં પાઘ. મુજને૦
શી એમાં એની તે શોભા કરતો નથી વિચાર
દુરીજન વ્રજના લોક જાણશે, હાંશી કરશે નરનાર. મુજને૦
જ્યારે મારે મંદીર આવે કરજોડી રહું ઉભી,
કઇ શોકયે એને ભરમાવ્યો શા વાંકે મુને કુભી મુજને૦
એના મનનું હરરદ સમજી, વળતો ઉત્તર આપું,
શા માટે નઘરો થઇ બેઠો તનમન એને સોંપું. મુજને૦
માટે જઇ કહેજે કાનાને થઇ રહેજે હુંશીઆર
લોક લાજની ગરજ હોય તો, મળજે એકજવાર મુજને૦
મારા મનમાં એવું આવે. એના ઉપર મરીએ,
નહિતો જોગ ધારણ કરીને વંદ્રાવનમાં ફરીએ મુજને૦
એની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો,
હરેક તરેહ એને સમજાવી તેની થઇ રહી હું દાસી. મુજને૦
મયારામના પ્રીતમની આ બ્રિજમાં થાશે હાંસી, મુજને૦

હું તો ઘેલી થઇરે પેલા કાનુડાની સંગે,
સૈયર મારી શું કહું તુજને દીલડાં કેરી વાતે
સાન કરી મુજને તેડી ગયો મંદીરમાં મધરાતે હુંતો. ૧
શું જાણું એણે શું કીધું શું મુજને ખવડાવ્યું
શું ચેતક લગાડયું મુજને તેમાં ચીત્ત ભરમાવ્યું હુંતો. ૨
તુજને મોકલું એ નહી આવે, એનો નહિ વિશ્વાસ
મયારામના પ્રિતમવિના હું ઘણી થઇ ઉદાશ. હુંતો. ૩

---

## (રામાયણનો સાર) રામા અવતાર

## ભજરંગી ૨૧.

તમો રામ તણા અવતારરે, સાંભળો ભજરંગી;
તમે અંજનવિના કુવારારે, સાંભળો ભજરંગી,
તમે રૂદ્ર તણા અવતારરે, સાંભળો.
તમને ચઢે છે. તેલ સિંદુરરે ,,
તમને પુંજીને લાગુ પાયરે, ,,

## સાખી.

માતાના વચન પાળવાને બાપના રાખવા બોલ;
અયોધ્યાનું રાજ્ય મૂકી, રામે ભોગવ્યો વનવાશરે; સાંભળો
મણીચરણ મૃગ આવ્યોને, સીતાને લાગી રાડ;
ઓરે મારા રામજી મુને કંચવડો સીવડાવોરે;... ... ...સાંભળો
તમે રૂદ્ર તણા અવતારરે,... ... ... ...સાંભળો

## રામ કહે સાખી.

સાવ સોનાનો કંચવો, રાણી મૃગચમરની શી રાડ;
પોતાના સુખને કારણે, પેલા પશુનાલેવા પ્રાણ... સાંભળો.

## સીતા.

નથી મારૂં. મૈયરે ઢુકડું, નથી મારે માને મોશાળ;
નથી મારે કંથ કહ્યાગરા, ત્યારે કોનપુરે મનના કોડ,... ...સમરૂં.
ઉંચી મેડી ગગન સમાન, નીચા જમનાના ઘાટ,
કલ્પીત મૃગને મારવારે, રામ ચાલ્યા મૃગ કેરી પાસરે,......સાંભળો.
વનમાં જઈ મઢી બંધાવી, ત્યાં પૂર્યા વાસ,
કલ્પીત મૃગને મારવા રામે ભોગવ્યો વનવાસ... ... ...સમરૂં.
વનમાથી વનફલ લાવતાં તેનું કરસો મુલ,
લક્ષ્મણ સરખા બંધવા ઘર નહિં, ત્યારે ફળનું લાવનાર કોણરે...સમરૂં
મૃગ મારી રામ આવ્યા ત્યાં આડો ઉતર્યો સાપ;
ઓરે મારા બંધવા આજ મઢીમાં વિપરીત થાયરે... ... ...સમરૂં.
ગામવિના સુના ગાદરારે, નગર વિના સુનીપોળ;
સીતા વિના સુની મઢીરે, મારી કાંઇ ખાંતીલી નારરે... ...સમરૂં.
રામ રૂવે લક્ષ્મણ રીઝવે, નહિ રોસો મારાવીર,
કાલે સીતા જેવીને સીતા જેવડી, તેનું સીતા ધરાવીશું નામરે...સમરૂં
વનવન ચંદનના નીપજે, જલજલ કમલ ન હોય,
ઘરઘર સીતા ન મળે, આસ સીતાતો એકજ હોય... ...સમરૂં.
રામે બીડું ફેરવ્યું, હનુમાને ઝીલ્યું હાથ, આજ્ઞા હોય તો [illegible],
સોધી લાવું તે સીતા માતરે... ... ... ...સમરૂં.

ત્યાંથી હનુમાન ઉડીયા, આવ્યા લંકાનીપાસ,
જોયા લંકાના કાંગરાં, પછી જોયાં લંકાના રાજરે .. ...સમરૂં.
જોઇ રાવણની રાણીઓ, જોયાં બાવનસે બજાર;
ત્યાં સીતાજી ન મલ્યા, પછી આવ્યાં તે વાડી માયરે,... ...સમરૂં.
વાડીવેરી સુકા કરી, વાડીનો વાળ્યો દાટ,
અશોક વાડીમાં ઉતર્યો, ત્યાં દીઠાં સીતામાતરે... ... ...સમરૂં.
કોણે તમને મોકલ્યા, શું તમારૂ કામ,
કયા ખંડથી આવ્યા, શું છે તમારૂં નામરે... સમરૂં.
સાત સમુદ્રની ખાડી ભરી, માહે રાક્ષશનો બો.
કેમ કરી તેમે ઉતર્યાં મનુષ્યથી ન ઉતરાયએ... સમરૂં.
સાત સમુદ્ર શુકા કરીને, રાક્ષસનોવાળું દાટ,
આજ્ઞા હોય તો ઉડએ માતા, મારે જવું છે ઘેરરે સમરૂં.
ત્યાંથી હનુમાન ઉડીઆ આવ્યા, પંચવાડીની માહે.
ભાવે શું મલ્યા રામને, સોધી લાવું સીતા માતરે સમરૂં.
રામે સૈન્ય મોકલ્યું ચાલ્યું દક્ષિણ દેશ,
પત્થરતણી પાર બાંધી, સૈન્ય ઉતાર્યું સાગર પારરે...... .સમરૂં.
રાવણને ત્યાં જાણ થયું, સૈન્ય સજીને આવ્યું પાસ,
ઇંદ્રજીતને મારીઓ, પછી લક્ષ્મણને મુર્છા થાય... ... ...સમરૂં.
સીતાજીએ સમુળગીને રાવણ જજો તારૂં રાજરે,
રંડાજો રાણી મંદોદરી મારો બંધવ મરાયો આજરે........સમરૂં.
સુખે સાગરે [illegible], [illegible],
રામ તો શોકાતુર થયા, મારી જમણી વઢાણી બાંયરે... ...સમરૂં.

ભાઇ મરે ભવ સાંભળે, બેની મરે દેશ જાય,
બાલપણામાં જેનાં માબાપ મરે, તેને ચૌદશના વા વાયરે...સમરૂં.
આવ્યા ત્યારે બે જણાને જઇશું એકલડા ઘેર,
માતા કૌશલ્યા પુછશે ત્યારે શા શા ઉત્તર દેશરે... ... ...સમરૂં.
કડવા હોજો લીમડા શીતળ તીડી છાંય, બંધવ હોજો બોલણા
આખર પોતાની બાંયરે... ... ... ... ...સમરૂં.
લંકામાંથી હનુમાન ઉઠીયા, તે લાવ્યા અમરતનું ઝાડ,
લક્ષ્મણના મુખમાં રેડયું, ત્યારે ઉગ્યો સુરજ ભાણરે... ...સમરૂં.
લક્ષ્મણને મુરછાવળી, પછી સંભાર્યા બાણ,
રાવણને ત્યાં માર્યા, વિભીષણને આપ્યું રાજરે... ... ...સમરૂં.
સીતાને ત્યાં તેડીઆં, અગ્નીમાં કર્યાં સ્નાન,
પુષ્પ વૈમાનમાં બેશારીને આવ્યા ભરતજીની પાસરે...... ...સમરૂં.
અયોધ્યામાં આવ્યાને માતાને નમ્યા પાય,
હનુમાન રૂદેમાં વસ્યા પછી રામે કીધાં રાજરે... ... ...સમરૂં.

## પદ ૨૩

અવતાર ધરીઓ રામેરે હો ત્યારે, દેવ દુઃખ પામ્યા બહુ જ્યારે (૨)
શીર સાગરનેરે હો આરે, સ્તુતિ કરી દેવે ઘણીવારે;
ગુપ્ત શબ્દ થયો હો ત્યાંય, કપટી થઇ અવતર્યા અવનીમાંહે.
અવતાર હું રે ધરૂં, કૌશલ્યાને ઓદરે અવતરૂં,
વળતી લંકામાં હો જાશે, અશુર કુલનો કરશે નાશ;
દાશ નારાયણના હો સ્વામી, દેવ ગયા સરવે આનંદ પામી. અવતાર.

## ગરબી પદ ૨૪

યજ્ઞ વિશ્વામિત્રીનો રે હો થાયે, રામને લેવા આવ્યા રૂષિરાય
યજ્ઞ વિશ્વામિત્રીનો રે હો થાયે.
યાચીઆ આવી દશરથની રે હો પાસે લઇ ગયા લક્ષમણને અવીનાશ.
કૌતક થયું માર્ગનીરે હો માંહે, અશુરી તાડીકા આવી તાંહે
તત લક્ષમણે લીધારે હે પ્રાણ રામે મારી એકજ બાણ
યજ્ઞ કરાવ્યો રહી પાસ, અશુર શરવેનો કીધો નાશ.
દાશ નારાયણ રેહો ગુણ ગાયે
ઋષિ સરવે આનંદ થાયે, યજ્ઞ વિશ્વામિત્રીનો રહો થાય,

## પદ. ૨૫

જનકરાયનેરે હો ઘેર, સીતા સ્વયંવરની કીધી પેર, જનક.
તેડાવીઆ સરવે નરેશ, લખી પત્રીકા દેશે દેશ,
તેમાં રામ લક્ષ્મણ હો આવ્યા, વિશ્વામિત્ર તેડી લાવ્યાં;
ત્રંબક તોડી રહ્યા રામ, સીતા વર્યાં તેરે ઠામ;
તેડાવ્યા દશરથ હો રાયે, જનકને મન આનંદ થાયે,
દાસ નારાયણ હો ગુણ ગાયે, થોડા દિવસ રહી અવધપુરમાં જાયે,
જનકરાયને રે હો ઘેર

## પદ. ૨૬

ઉત્પત્તિ સીતાનીરે હો કહેવાયે: જનકરાયને ઘેર જે થાય, ઉ૦
પ્રથમ લક્ષ્મીરે હો હતાં, પુત્ર પુત્રી પદ્માક્ષને ન હતાં;
આરાધન લક્ષ્મીનું રે હો કર્યું, પુત્રી લક્ષ્મી થાય એવું આદર્યું, ઉ૦

લક્ષ્મી પ્રશ્નરે હો થયાં, પુત્રી થઇ રાયને ઘેરજ રહ્યાં,
ગુણે રૂપેરે હો અપાર, દેવ વરવા આવ્યા તેણીવાર,
રાયે સરવે દેવોને કહ્યું, મારીયો રાયને યુદ્ધ ઘણું થયું.
કન્યા લેવા ગયા હો ત્યાંય, પુત્રી સમાયાં કુંડળની વાંહે,
ન નારાયણ રે હો કહે છે, સરવેજન ફીકકા પડી રહે છે,

## ૨૭ ગરબી.

રાવણ રાયનેરે હો ત્યાંય, ફરવા આવ્યા બેસી વીમાન માંહે,
રાવણ રાયનેરે હો ત્યાંય, કન્યા નિકળીરે હો બહાર
તે જોઇ ઉતાર્યું વૈમાન તેણીવાર
કન્યા કુંડનીરે હો માંહે. પાછાં સમાયાં કુંડમેં ત્યાંય;
રાવણ વિસ્મેરે હો પામ્યા. ઓશાવવા કુંડને માથા ઉભા થયા.
મલ્યા રત્નરે હો ચાર, લઇને ઘેર ગયો તેણીવાર,
મુકયાં પેટીરે હો માંહ્ય ઘણાં દિવશ રહ્યાં ત્યાંય,
વળતી રાવણરે હો આવ્યાં, મંદોદરીને જોવા તેડી લાવ્યાં,
પેટી ઉઘાડીરે હો જ્યારે, દીઠી કન્યા તેની ત્યારે,
રાણી બોલીરે હો વચન, આપણે ના જોઇએ એ રાજન,
સેવક તેડાવ્યોરે હો ત્યારે પેટી દાટી જનકપુર માંહે,
દાશ નારાયણરે હો ગુણ ગાય, ઘેર પેટીની કેહેવાય,—રાવણ૦

## પદ. ૨૮

વિપ્રની ખેતરનીરે હો માંહે, પેટી દાટી હતી ત્યાંહે,
વિપ્ર કશી કર્મ કરવાનેરે હો આવ્યો, નીકળી પેટી રાયને ઘેર લા૦

ઉઘાડી પેટીરે હો તેણીવાર, આપ્યો સરપવ વિપ્રને અપાર
ગોરને ઘેરજરે હો તેડાવી, સીતા નામ દીધું ધરાવી,
નામે આનંદ નિત્ય નિત્યરે હો જાય દાશ નારાયણ સીતાના ગુણ ગાય–વિપ્ર

---

રામજી વનમાંરે હો જાય, કલ્પાંત કરે કૌશલ્યા માય—રામજી.
સંગે લક્ષમણનેરે હો સીતા, મરણ પામ્યા છે દશરથ પીતા.
મોશાળમાં ભરત હો શત્રુઘન મરણ વેળાએ નહિં એકું તન,
નશીબદાર એવારે હો રાય, જેના પુત્ર રામ કહેવાય
લખ્યું લેલાટમાંરે હો થાય, વિધીના અંક મિથ્યા ન જાય,
દાશ નારાયણનારે હો સ્વામી, વનમાં ગયા પ્રભુ અંતરજામી. રામજી.

## પદ ૨૯

પંચવટીનીરે હો માંહે, રામ રહ્યા મઢી બાંધી તાંહે, પંચવટી.
સીતાએ બાગ રચ્યો હો ત્યાંય, શુંદીર શોભા તેની માંય,
કપટી રાવણરે હો આવ્યો, મરચીને મરચીને મૃગ બનાવ્યો,
પેઠો વાડીરેહો માંહે, મોહ પામ્યા છે સીતા ત્યાંહે,
આવ્યો રામનીરે હો પાસ, મૃગ મારે અવીનાશ,
મૃગમારીરે હો લાવો, તેહમને ચોરીને શીવરાવો.
હઠ લીધી છે રે હો ત્યાંય, ધનુષ લીધુ કરની માંહે,
ધનુષનો ટંકાર રે હો થાય, મૃગ નાઠો વનમાં જાય,
રામજી પૂઠેરે હો પડ્યા, ઘણીવાર રણમાં આથડાયા,
દાશ નારાણનારે હો સ્વામી, મૃગ માર્યો અંતરજામી. પંચવટી.

---

## પદ ૩૦

ઋષિ મુખ ઉપર હો રઘુરાય, જઇ કીધી સુગ્રીવની સહાય...ઋષિ.
પ્રથમ હનુમાનરે હો મળીયા, તેવા પરિક્ષા આપી કપી બોલાવા,
ઓળખ્યા રામને રે હો જ્યારે, ઋષિ મુખ તેડી ગયા ત્યારે,
સુગ્રીવ સુમીત્રારે હો કહાવે, તેનીપાસે સીતાની શોધ મંગાવે;
પ્રથમ કામરે હો કીધું, વાલીમારી રાજ સુગ્રીવને દીધું,
દાશ નારાયણનારે હો સ્વામી, ભક્તવત્લસ અંતરજામી... ...ઋષિ.

## પદ ૩૧.

રામે લંકારે હો માંહે, કેવું કામ કર્યું જઇ ત્યાંહે.........રામલંકા.
સુવેલુ ઉપરરે હો જઇ રહ્યા, સમાચાર રાવણને કહ્યાં,
અશુર સમજ્યોરે હો નહિ, નાશ કરાવ્યો કુટુંબનો સહી,
એવો રાવણરે હો બોલ્યો, રામ સંગાતે યુધ્ધે ચઢ્યો,
કોપ્યો જ્યારેરે હો જુગદીશ, છેદયા રાવણનાં દશ શીશ,
દાશ નારાયણનારે હો નાથ, આવ્યા અવધ સીતા લઇ સાથ...રામ.

## પદ ૩૨.

સતસંગ કરોની તમે ભાઈ મુળ શોધો તો સાચી સમાસ,
આપણ કયાં કયાંથકી આવ્યાં, સગાં સંબંધીને ઘણું ભાવ્યાં,
તેનું ચીતવણ કરો ચીત મહીરે,... ... ...મુળ શોધો તો (૧)
અંતરમાં રાખો ટેક, શું સંતાન રૂપ અનેક,
તેતો પ્રથમથીજ જાય પરખાયરે... ... ... ...મુળશોધો. (૨)
તારા મનનું કપટ જો જાયે, અનુભવે અજવાળું થાયે,
તે તો પુરણ કીધી છે કમાઇરે,... ... ... ...મુળસોધો (૩)

તું તો સંતોને ચરણે જાએ, પાપ પૂર્વનું એક થાય,
રે દાસ મોતીએ ગુણગાએરે... ... ...મુળ સોધો તો સાચી (૪)

## ૩૩ ધુન.

જય વિઠ્ઠલ જય વિઠ્ઠલ જય વિઠ્ઠલવર ગીરધારી.
જય મોહન મોરારી, જય મોહન મોરારી, સદા આનંદકારી,
જય દેવ જય દેવ હું કરૂં તમારી સેવ હું કરૂં તમારી સેવ (બેવાર)

## પદ ૩૪.

તારા મનમાં જાણે કે મરવું નથી જો.
જેમ પીપળના પાનને ખરવું નથી જો... ... .. તારા.
જે ઠેકાણે ઓઢાડી મંગળ ઘાટડી જો,
તે ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો... ...... ...તારા.
જે ઠેકાણે વાજીંત્ર વાગીઆં વાગ્યાં જો,
તે ઠેકાણે સેવાશે તારાં છાજીઆં જો... ... ...તારા.
તારે પ્યારી વિના કેમ ચાલશે જો,
ચુડો ભાગીને ખુણે એને ઘાલશે જો... ... ...તારા.
જે ઠેકાણે લખી હતી કંકોતરીઓ જો,
તે ઠેકાણે લખાશે કાળા આંતરીજો... ... ...તારા.
દેવાનંદના વાલાને વીસરી ગયો જો,
તેથી સ્વર્ગ છોડી ગયો નરકુંડ જો.. ... ...તારાં.

---

રૂપ જોઇ લો જગતના બાવા ૧૭

છોડી દો ફુકફા કેહેના ભજલો મન ભગવાના, ટેક.
કુટુંબ કબીલો ને કુડી કુડી માયા, કોઇ કોઇ નહિ કેહેના,
કહેછેરે પાનુ જ્યારે સમજે નહિં, ત્યારે રામ ભજનમાં રેહેના. છોડી દો.
રાજા રાવણુ ને છત્ર પતીરે, દેશ પતીરે દીવાના,
જીસકી ઉપરરે ચમર ઢોત હૈ, સોઇ ગયારે મશાણા. છોડી દો.
ધરતી આકાશ બેઉ ઢળી પડશેરે, મેરૂ અકાશ મંડાળા,
ચંદ્ર સુરજ બેઉ સમાઇ જાશેરે, ત્યારે રેહેશે નામ નિશાના ભજી.
સતગુરૂ શાહી મારો શાન બતાવેરે, અગમ ગુરૂ ઓળખાણા,
અરમાલ કહે છે ગુરૂરે પરતાપે જળમારે લુણ સમાણા ભજ.

## પદ ૩૬.

શીદ કરે મારૂં મારૂં રે મુરખો શીદ કરે મારૂં મારૂં,
એમાં તલભાર નથી તારૂં મુરખનર શીદ કરે મારૂં મારૂં,
મંદીર માળીઆં, બાંધી હવેલી, એક દીન દેવાઇ જશે તાળું–મુરખો.
ઝુમર હાંડીને ફાનસો ઝળકે, એક દિન થઇ જશે અંધારૂં–મુરખો.
ભાઇ ભત્રીજો ને કળશી કુટુંબ, એમાં કોઇ નથી તારૂં–મુરખનર
ચાડી ચુગલી સરવે છોડી દે ને, પ્રભુ નામ છે પ્યારૂં–મુરખનર

## પદ ૩૭.

શીદને રહ્યો છે મોહી મુરખનર શીદને રહ્યો છે મોહી.
ઘોડાને ગાડી, તારી સુખપાલ મેના, સાથે ન આવે કોઇ......મુરખ.
સગાં કુટુંબી તારી ઘરની નારી. તે તો રહેશે ઘેર રોઇ......મુરખ

ઘાતી ઘુતીને ધન ભેળું કીધું. વાપરશે બીજા નર કોઇરે......મુરખ
અસ્માલ કહે છે. સરવે છોડાદોને નહિં તો અંતે રહેશે રોઇ—મુરખ.

પદ ૩૮.

હાંરે જેણે મનવશ તે કીધું, તેણે પ્રભુપદ તે લીધું...ટેક.
મનવશ કીધું મીરાંબાઇએ, જેણે ગીરધર ગીરધર કીધું,
વિષનો પ્યાલો રાણાજીએ આપ્યો, અમૃત કરીને પીધું...જેણે.
મનવશ કીધું બપૈયાએ. જેણે નદી નીર ન પીધું,
આઠમાસ તૃષ્ણા કાપી જેણે અંબર બુંદ તે લીધું... ...જેણે.
શ્વાન જનાવર જુઓની સરખું, એનું કામ તે સીધું,
બારમાશ પુરા થાય ત્યારે, ઋતુ દાન તે દીધું... ... ...જેણે.
ધના ભકતે ખેતી વાવીને વેર વાવી દીધી,
ધન કહીએ હરિશ્ચંદ્રને જેણે સત્યવાત સિધકિધી... ......જેણે

૩૯

હારે જેને પડી ટેવ નવ ટળે, મુરખ નર તે તો તેવુ કરે,
શ્વાન જનાવર ઝીણું સરખું, પૂછડી વાંકી વળે.
અંગે આભુષણ નથી પેંહળતા પણ ટાંગો તે ઉંચો કરે, હાંરે જેને.
બળદને આ બાંધી રાખો. ગોતર ગભોણે ભરે,
ખોર તેલને ખોરાક આપો, તો તે ઓખર કરે... ... ...જેને.
કોયલ કાગડો એક રંગ સરખો, કાગ તે કાકા કરે,
અમૃત અહાર તે આગળ મુકો, પણ નરક નજરે તે ધરે......જેને.
બીલાડીને બાંધી રાખો, ખીરખાંડ બહુ ધરી.
આખું ઘર સોંપી દેશો પણ સાત ઘર તે ફરી... ... ... ...જેને.

ટેવને ટાળો મનને વાળો, ભાવ ભક્તિ જે ધરે,
અસ્માલ કહે છે ટેવજ ટાળો તો માલીક તેનો ફરે...... ...જેનો.

૪૦

બુધિને રાખોને સારી, મુરખનર બુધિને રાખોને સારી,
નહિંતો સફળ જન્મ જશો. હારી... ... ... ... ...મુરખનર.
ઇંદ્ર તે તો અંધજ થઇને, ભોગવવા ગૌતમનારી,
ચંદ્રને આ કુકડો બનાવ્યો, હારે કરવા ગયા ત્યાં જારી...મુરખનર.
શંકર તે સમાધ લઇ બેઠા, ને બેઠા તે તપને ધારી.
ભીલડી જોડે ભાન ભુલીને કરવા લાગ્યા નારી... ... ...મુરખ.
દુર્યોધન તે દુઃખ દેવાને પાંડવની દ્રાપદી નારી,
આરંભતા તે હારી ગયા થઇ બેઠા નર તે ખુવારી... ... ...મુરખ.

૪૧.

મંદીર અજબ બન્યું રે, તેનો પેરક સત ગુરૂ દેવ,
પરમારથ પત્થર ટાંકયારે, હરીજનોની સેવા.
સત્‌સંગ ચુનો લાવ્યોરે, બુરી બુઝાવી ટેવ,
દયા દરવાજા ચોડયારે, ભક્તિ બની લખેલ,
પ્રાર્થના ઘંટ ગરજ્યારે, થઇ નિરંજન સેવા,
ભક્તિ મંદિરે આવ્યા રે, નારાયણ સુર દેવ,
ધર્મ થાંભલા લાવ્યારે, નામ સ્વરૂપી નેવ,
નેવે નીરતો ઝરીયાંરે, પ્રગટયો છે અનભેવ,
દાસ રામાની વિનંતીરે, મટાડો હમેવ.

૪૨

મનવા તપાસને તન તારૂ, એ છે માયાનું અંધારૂં ટેક.
શાસ્ત્ર પુરાણો પોકારીને કહે છે એ છે માયાનું જારૂં
માયારે તારી માટીના જેવી જે તન માને છે મારૂં મનવા
કાચ કથીરીઓ ફુટતાં ન લાગે એવું છે ઘર તારૂં,
ભાઇભાંડુ કુટુંબ કબીલો વીખીઆનું છે બારૂ. મનવા
જોબન ધનમાં ઝાઝો છકે, છે મ્રગજળ એ વારૂં,
મગરૂબીમાં શું તું રહે છે રાખ અજ્ઞાન અંધારૂં. મનવા
લાખોનું ગયું ને લાખોનું જશે રહેવાનું નથી તન તારૂં
અજ્ઞાન અંધારૂં પડતું મુકીને જ્ઞાન તું જો અજવાળું. મનવા
સતકર્મ કરી હરી ભજે આવાગમન છુટે તારૂં,
નારાયણ ચરણે રામો વિનવે થાશે તુરી જન ન્યારૂં. મનવા

૪૩

સરવે મેલીને મરવુંરે ભાઇ લ્યોનેરે લહાવો
મેડીને મંદિર માલ ખજાના, મેલી મસાણે પળવુંરે. ભાઇ
જેને ઠેકાણે તારાં ગીતાં ગવાતાં, તેરે ઠેકાણે કળકળવુંરે ભાઇ
સહેજ તળાઇ વિના સુતો નથી પણ આખરે કાષ્ટમાં બળવુંરે
સગાં કુટુંબ તારી સાથે ન આવે, મુવા પછી નહિ મળવુંરે
ભક્તિ કરીને લઇ લ્યોરે લહાવો, જન્મ મરણથી ઉગરવુંરે. ભાઇ
રણછોડદાસ કહે હરી ભજી લ્યો ગુરૂ પરતાપે તરવુંરે ભાઇ

૪૪

કાળને તારી ભાળ છે રે, જોને જાગીને જીવડા;
પ્રપંચ પાખંડ જેમ જેમ ઝાલે, તેમ તેમ બુરા હવાલ છે જોને

લુચ્ચો થઇને જોય તું ચાલે, તેમ અગ્નીની જવાળ છે રે જોને
ધુતી ધુતી ધન ભેળું કર્યું છે, તેથી જમડાનો માર છે રે જોને
સંત સાધુને નમતો નથી પણ, આગળ નમાવનાર કાળછેરે જોને
અહંકારમાં શું અંધ ફરે છે, યમને આવવાનો ચાલ રે જોને
દંત પીસીને કાળ ધસીને, મારવામાં હુંશિયાર છે રે. જોને
મોહમાયામાં શું લપટાયો, નક્કી યમ ખેંચનાર છે રે જોને
ભકિત કરીને ભય મટાડો. જમડાનો શો ભાર છે રે જોને
રણછોડદાસ કહે ગુરૂ પ્રતાપે, ભજન થકી ઉદ્ધાર છે રે જોને.

૪૫

પ્રાણીઆ પ્રાણીઆ પ્રાણીઆરે ભજી લેને પ્રભુજીને પ્રાણીઆ,
આવશે જમ ઉઘરાણીઆરે, ભજીલેને પ્રભુજીને પ્રાણીઆ.
નાત જાત કાંઇ નથી જોતારે કુણું વાઘરીને કણુ વાણીઆરે. ભજી૦
ટેક અમર પટો નથી લાવ્યા એકેરે જાવા બાબ કે અજાણીઆરે. ભજી૦
હજી લગી ડર ન વસ્યો હૈયેરે ભડાર્યા ભૂયમાં ભાણીઆરે. ભજી૦
હજી ગઇ કંઇક રાખ થઇ અબળારે મોટા ઉપાડતી માણીઆરે. ભજી૦
જતા રહ્યા તારી નજર આગળરે પાખર તોરી પલાણીયારે, ભજી૦
સોડયો તાણી કંઇક ભૂય સૂતારે પીરાંની પાગથી પહાણીકારે. ભજી૦
ખાધા વીર કહે છે કેટલાક કાજી પંડીત પુરાણીયારે. ભજી૦

૪૬

જાળવી જાળવી જાળવીરે નવ જાણી જુવાની જાળવી,
પ્રભુની રીત નહિ [illegible] નવજાણી જુવાની જાળવી.
ધસ્યો નહિ કદી ધર્મમાં ઢુકડોરે, ચોરની પંચાત ચાળવીરે. નવ૦

ગપ્પો સુણ્યા વિના થઇ ગયો ગાભરોરે સુરત વિના જેવો સાળવીરે નવ૦
નવરાઇ મળી ત્યારે પારકી નિંદારે ફરીને ઘેર ઘેર ફાળવીરે નવ૦
પોતાનું મેળવેલું ભોગવે છે પારકારે માટે લુટાય જેમ માળવીરે નવ૦
પરમાર્થમાં કોડી ના પાલવેરે વાસીદે પાવલી વાળવીરે નવ૦
હરિનું નામ તજી હાંસીમાં હુશિયારીરે, બોલી ચટે છે તારી બાળતીરેનવ૦
રીસે ભરાણા વીર કહે છે રામજીરે બાલાળા જન મેલ્યા બાળતીરેનવ૦

થાળ ૪૭.

લક્ષ્મીવર જમવા આવોરે પ્રેમ ધરીને
સામળીઆ જમવા આવોરે સ્નેહ કરીને
લક્ષ્મીજી વાટ જુવે છે રે રસોઇ કરીને
વાલાજી શીરો પૂરીને લાડુ સાર, ખાંડ રોટલી કંસારરે પ્રેમધરીને
પુરણ પોળી સુંદર સેવો બાસુદીમાં ઝાઝો મેવોરે પ્રેમધરીને
પ્રભુજી મારા દૂધપાકને માલપુડા પાપડ ભજીયાંને વડાંરે પ્રેમધરીને
પાંચ પકવાનને વડીઓ તાજી માંહી ભાત ભાતની ભાજીરે પ્રેમધરીને
સુંદર બનાવ્યા શાક વટાણા તમામ જાતના અથાણાંરે પ્રેમધરીને
દાળ ભાતને કઢી જમજો. નીર્મળ પાણી પીજોરે. પ્રેમધરીને
લવીંગ ઇલાચી સારી સોપારી ચુનો કાથો મુકી બીડી વાળીરે પ્રેમધરીને
છોગાળા મારા લક્ષ્મીજી તમને જમાડે મુખવાસ સરવે ખવરાવેરે. પ્રેમ
સુદામાના તાંદુલ મીઠાં સવરીનાં બોરાં એઠાંરે.
વીદુરને ઘેરે જમીયા ભાજી કેળાં ખાઇને થયા રાજીરે પ્રેમધરીને
પ્રેમે પ્રસાદ બનાવી લાવે તુળસી મુકી સેવક ધરાવેરે પ્રેમધરીને
પ્રસાદ આરોગો પ્રેમ જાણી હમારો થાળ ગાય હરીજન તમારોરે પ્રેમ

૪૮

આરોગો રઘુવીર મહા પ્રભુ આરોગો રઘુવીર
પ્રફુલ્લીત હોય પનોંસે જનની ઢોશી શીતળ સમીર
કનકથાળ રતન જડીત કટોરા મેવા મીઠાઇ અસખીર
છપન ભોગ છત્રંસે વ્યજન નાના વીધીકો સીર.
રામ લક્ષ્મણ ભરત શત્રુઘન રાજ તમારો વીર
જનકસુતા ઝારી ભર લાઇ સરયુ જાકો નીર મહા પ્રભુ
ચોયા ચંદન મિલી કેશર ઘોળી અરચ્યો સ્યામ શરીર
આચમન કરકે બીરા ભેજે ગાવે દાસ કબીર મહા પ્રભુ

૪૯

કીજે કૃપા નીધાન આચમન કીજે કૃપા નીધાન,
જળ ઝારી બ્રહ્માદીક લાયે ઇદ્ર ખરીયા સુજાત. આચમન.
જય વિજય લાયે લવીંગ ઇલાયચી નારદ લાયે પાન
વન વારો સંત ન કોઢી જે ગાવત જન ભગવાન. આચમન



॥ ૐ ॥

## સર્વ કાર્ય પરમાત્માને સ્વાધીન છે.

# પ્રસ્તાવના.

નાની યા મોટી ચોપડી છપાવાનાં અગાઉના પૃષ્ટે તેનું [illegible] હેતુ જોઈએ. તેથી આ બુકમાં પણ વધુ નહિ પરંતુ ચાર લીટી લખવાની રજા લઉં છું. મારા તરફથી હાલમાં ચોથો ભાગ છપા પ્રજાની સેવામાં મુકવામાં આવ્યો છે તે અગાઉનો ૩ જો ભાગ છપવા માંડ્યો ત્યારથી ચાર ભાગની મેં જાહેર ખબર પ્રસિદ્ધ કરેલી પરંતુ તે તૈયાર થએલો ચોથો ભાગ યુરોપી મહાન વિગ્રહ યાને મોંઘ વારીને લીધે છપાવી શક્યો નહિં, અને તે છપાવવા સાથેજ ચારે બુકની એક ચોપડી કરવાનો વિચાર પણ તેજ વખત હતો પરંતુ એ બન્ને કાર્ય ઉપરની મોંઘવારીને લીધે અટકેલા. ચારે બુ ચોપડી કરવાનો આશય મારા પોતાના વિચારથી તેમજ પ્રે જનોની માગણીથી થએ છે. સદરહુ ચારે ભાગની બુકનું નામ ભજન સાગર રાખવામાં આવ્યુ છે. સબબ કે તમામ ભજનો મોટા જથામાં આવી જાય છે માટે આ ચારે મોક્ષમાળાના સામટી એકજ બુક જે ભક્તરાજ ખરીદશે તેને છુટક છુ ખરીદવાની જરૂર રહેશે નહિ